# मधु कैटभ अने महिषासुर वध

## નાટક.

( મુળવ્રજ ભાષામાંથી )

રચીને પ્રસિદ્ધ કરનાર.

**જયશંકર આણંદજી જાની.**

નિવાસી ખંભાળિયા.

સલાયા બંદરની સરકારી ગુજરાતી સ્કૂલનો

મુખ્ય શિક્ષક.

**अमदावादमां**

મામાની હવેલી મધ્યે એ૦ યુનાઇટેડ પ્રિં૦ અને

જ૦ એ૦ કુંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

[illegible]તિ

[illegible] ઇ૦ સ૦ ૧૮૮૨.

# मधु कैटभ अने महिषासुर वध

## નાટક.

( મુળવ્રજ ભાષામાંથી )

રચીને પ્રસિદ્ધ કરનાર.

**જયશંકર આણંદજી જાની.**

નિવાસી ખંભાળિયા.

સલાયા બંદરની સરકારી ગુજરાતી સ્કુલનો

મુખ્ય શિક્ષક.

**अमदावादमां.**

મામાની હવેલી મધ્યે અ૦ યુનાઇટેડ પ્રિ૦ અને

જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

પ્રથમાવૃત્તિ

ઇ૦ સ૦ ૧૮૮૨.

૧૬૯૪



---

દોહરો.

વાંચો મહિષા શૂરતણું, નાટક પર્મ પવિત્ર;
મિત્રો અતિ આદરવડે, રચાઊં જેહ ચરિત્ર. ૧

સુજ્ઞ શેઠજી સાહેબ.

## મુળજી આણંદજી ચપ્પર.

---

આપની મારી પ્રતિ લાંબી મુદતથી
સપુર્ણ પ્રીતિ, હિતસ્વીવિચા-
ર, સ્વદેશ સુભેચ્છક અને
ખરા સુધારાના
સાથી તેથી.

આ

મારૂં નવિન રચેલ ગદ્યપદ્ય નાટક.

## प्रीतिपूर्वक.

આપનેજ અર્પણ કરૂંછું.

હું તમારો આજ્ઞાકિત મિત્ર.

## જે. આ.

“જાની.”

# પ્રસ્તાવના.

આ નાટક લખવાનો મૂળ ઉદ્દેશ એવો છે કે, આ વિશ્વમાં અવિચારી મનુષ્યો મિથ્યાદંભ રાખી, ઈશ્વરનો ડર તજી, નિર્દોષ મનુષ્યોને આશ્રય આપવાને બદલે દુઃખ સાગરમાં દોરી, દયાને પાત્ર થએલાને પણ કેવી રીતે હાય વર્ત્તાવેછે; તથા તેથી પરિણામે પરમકૃપાળુ પ્રભુ તેનું સત્યાનાશ વાળી,કેવી અઘોર ગતિને પ્રાપ્ત કરેછે, તેનું ટુંકામાં વિવેચન અત્રે મેં મારી યથા શક્તિ આપ્યુંછે.

**"ધર્મો જય અને પાપો ક્ષય"** આ વેદ વાણીનો ખરો મમાર્થ આ પુસ્તક વાંચવાથી શિદ્ધ થશે. ઈશ્વર સદૈવ સત્યનો ત્રાતા તથા દયાળુ છે, માટે તેની પ્રીતિને પાત્ર થવા હમેશાં રૂડાં આચરણ ધારણ કરી વર્તવું એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

એવી શુભ અભિલાષાથી આ પુસ્તક રચી, સજ્જનોની સેવામાં સાદર કરૂંછું. જે વાંચી થએલા દોષની ક્ષમા કરતાં ...ી આશ્રય આપશો એવી ઉમેદ છે.

લિ ... પ્રકાશ

સર્વ વિદ્વ જનોની સમીપે મારી એજ વિનંતી છે કે, આ લઘુ ગ્રંથમાં દ્રષ્ટી દોષ-કિંવા બુદ્ધિ દોષ નજરે આવે તે સર્વ સુધારી વાંચશો અને ક્ષમા આપશોજી એજ અરજ.

સલાયા બંદર સ્કૂલ.
તા૦ ૧ લી જુલાઈ ૧૮૮૨

લિ. જયશંકર આણંદજી
જાની.



# પ્રથમ અંકના

## પાત્રો.

સુત્રધાર .. ... ... ... .. નાટક કરનાર.

નટી. ... ... .. ... ...તેની સ્ત્રી.

વિદુષક ... ... ... ... .. મશ્કરો.

ગણપતિ ... ... ... ... ...શંકરનો પુત્ર.

સરસ્વતિ .. ... ... ... ...બ્રહ્માની પુત્રી.

મધુ.. .. .. .. .. ...એક દૈત્ય.

કૈટભ. ... ... ... ... ...તેનો ભાઈ.

દેવી ... ... ... ... ...મધુકૈટભને વરદાન દેનારી માતા.

બ્રહ્મા ... ... ... ... ...બ્રહ્માંડનો કર્તા.

વિષ્ણુ ... ... ... ... ...શ્રી કૃષ્ણ ભગવાન.



# चंडी मध्येना.

# मधुकैटभ अने महिषासुर वध नाटक.

સ્થળ રંગમંડપ.

( નાટકનો સુંદર સ્ટેજ. )

સુત્રધાર—પ્રાણવલ્લભા?

નટી—પ્રિયે શી આજ્ઞાછે?

સુત્રધાર—સમયને અનુકુળ ગ્રિષ્મઋતુ વિષે ગાયન કરી રશીકજનને પ્રસંન કર.

નટી—હું આપની આજ્ઞા પ્રીતિપૂર્વક માન્ય કરૂછું.

(ગાયછે.)

પદ.

ગ્રિષ્મઋતુ ગમગમી રહીછે;
વસંત આગળ જલદી ગઇછે. ગ્રિષ્મ.
ફુલ ખીલ્યે આ વસંત દિશેછે;
મંદમંદ માયા પવન કરેછે. ગ્રિષ્મ.
ફુલઘટા ઘમઘોર ઘૂમેછે;
કોયલ કંઠે પોકાર કરેછે. ગ્રિષ્મ.
બાગબગીચે ફુવારા
તે મધ્યજન
ઝાડને પલ્લવ
તે મધ્યે બેશી પાળ

**બ્રહ્માપુરી ખીલીછ સીચંદા એ રાહ.**

અરે સૌ સભાસદો આ વાર, મેરેકરીને આવ્યા આઠાર.
નાટક નીરખો નવીન વિચાર, ગુણીજન મનધરો સુભસાર.
અરે.
નમી કહું સર્વ ગ્રહસ્થ નિરધાર, જોઈને કરજો જય જય
કાર.
શાંત થઈ કહે 'સત્યપરકાશ,'' જુઓ જનમન ધરી ઉલ્લાસ.
અરે.

હે સ્વામીનાથ, મારા પ્રાણાધાર, પ્રાણપ્રીયે મારી મતિ પ્રમાણે આપના કહેવા મુજબ ગાયન કર્યું, અને હવે હું અંદર જઈ આ નાટકના સર્વે એકટરોને એક પછી એક શણગારી પાર્ટ બજવા તૈયાર કરૂંછું.

(જાયછે.)

સુત્રધાર—આ જગોએ આજ સર્વ સભાસદો આગળ નાટક કરવાને ઈરાદે ભગવત્ સ્તુતિ કરૂંછું, એટલામાં આ વિચિત્ર દેખાવનો બેઢંગો માણસ મારી નજરે પડયો, માટે હું તેને પુછી જોઉં કે તું કોણ છે—વાહ શું સ્વરૂપ છે! અરે તું કોણ ?

(મનમાં) વાહવા રોશની સારી દેખાય છે વળી ધ-
... થયા કરેછે, માણસ પણ ઘણું
... હું પણ તમાસો જોવા

જાઊં. પણ નહીં નહીં જેવી જંગલમાં રહેવાની લહેર પડેછે, તેવી અહીં પડશે નહીં; કારણ જંગલમાં સારાં સારાં ઝાડ જોવાં, કંદ ફળ ફુલ ખાવાં, વગેરે ઘણી તરેહનું સુખ જંગલમાંજ છે માટે હુંતો આ આવ્યો જંગલમાં.

સુત્રધાર—ઉભોરે' ઉભો જંગલમાં જવાવાળા.

વિદુષક— વાહવા થૈકયુ થૈકયુ. હવે મારી આંખો ઉઘડી. મેં બે ચકરની ગાડીઓ મુંબઈ, મસ્કત, અમદાવાદ, મહુવા, મછલીપટણ વગેરે મોટાં મોટાં શહેરોમાં જોઈ છે, અને વળી તેના ઉપર માણસ બેસેછે પણ અહીંતો માણસ ઉપર ગાડીએ પલાણ કરી દીધુંછે, અલ્યા અમથો ભાર શું કરવા ઊંચકી લીધો છે? નાખીદેને?

સુત્રધાર—મૂરખ આતો મારી પાઘડીછે. ગાડી નથી.

વિદુષક— આદમીની પાઘડી એવી હોય? જોની મારી કેવી બડકામણી ને લજામણી છે—હવે એ બધું ઠીક પણ તારૂં નામ કહે તો સારૂં.

સુત્રધાર—વાહ તારી શી વાત કરૂં! પરમેશ્વરે તારૂં દેદાર નવરે દહાડે ઘડ્યું હોય એમ જણાય છે.

વિદુષક— નાના શીરોપુરી ખાતાં ઘ...

સુત્રધાર—એમ! મને તો અ...

પણ તારૂં નામશું

વિદુષક— અરે મારૂં નામે નથી જા...

પણ મારા નામથી અજાણ્યો નહીં હોય, તો તનેતો આઠ ને અગ્યારેવરસ થયાં હશે તોપણ નથી જાણ-તો? બરાબર માણસ જેવો દેખાય છે. જો સાંભળ મારૂં નામ જંગલી. બીજું તું, ત્રીજું વિદુષકને વ-નચર હું. યાદ રાખજે હો, ભુલતોના.

ઇંદ્રસભાનો રાગ.

વાશી હું જંગલનો જેથી, જંગલી મારૂં નામ;
સોરબકોર સુણીને જલદી, આવ્યોછું આ ઠામ.

પણ હવે તારોને મારો નકામો વખત જાયછે માટે તુરત તારૂં નામ દે.

સુત્રધાર—મારૂં નામ સુત્રધાર.

વિદુષક— અરે એશું? વિચારીને બોલ કાંઈ સુત્રને ધાર હોય?

સુત્રધાર—નાના મુરખ એમ નહોય ઉલટું શું સમજેછે? અ-કલનાબારદાન કાંઈ વિચાર કરને કે કવિતાનું પંક્તિ રૂપ જે સુત્રછે અને તેની ધારા જે ધારણ કરે છે તે સુત્રધાર એમ શીખ.

વિદુષક – અકલનું બારદાન હુંકે તું જે સુત્રધારનો બરાબર અર્થ પણ આવડતો નથી. સાંભળ સ્તાનનું સુત્રં અહીં ...છે. "सुत्राणी धारंयतेती सुत्रधारह:
...તો હળવદ જઇ હડીઓ કાઢ તો
...ભી તું ખરે વિદ્વાન લાગતો

વિદુષક—તને આજ ખબર પડી કે વિદ્વાન છે! હું થયો વિદ્વાન ત્યારે મારો બાપ ખાતો ધાન; મારી માને નહોતા કાન; ત્યારે હું થયો જંગલી સમાન. કહેશ કાંઈ કહે તો વધારે પાટ લઇ જાઊં.

સુત્રધાર—વાહ તું વિદ્વાન છોતો મને કાંઇ સાહ્યતા કરીશ એવો તારો ભરોંશો છે.

વિદુષક—હા તારાએ લાડવા ઉકેલાવા લાગીશ.

સુત્રધાર—લાડવા બહુ ભાવે છે?

વિદુષક—તને લાડવા નથી જડ્યા તેથી મન થાતું હશે. હુંતો અમથી વાત કરૂંછું, પણ જમાડતો પાશેર પાશેરના પચીશ કોળીઆ, સુક્ષ્મ દાળ ભાત સુંડલે, અને કિંચિત માત્ર કુંડું કઢી જોઇશે. બાકી રૂચી પ્રમાણે તૈયારી રાખજે.

સુત્રધાર—નારે ભાઈ તને જમાડીને શું દેવાળું કાઢવાનું છે?

વિદુષક—નાના દેવાળાનું કોણ કહેછે, ઊંધી પાઘડી પહેરી આંટા મારજે. તેમ કરતાં ન જમાડેતો તારી મરજી ત્યારે બીજી શું સાહીતા કરવાની છે?

સુત્રધાર—હું ભગવત લીલા દર્શાવવા મધુકૈટભ અને મહિષાસુર. નામના દૈત્યોનું નાટક ભજવી બતાવા

તેમાં નાના પ્રકારનાં વિઘ્નો પ્રા

તેવા ઉપાય બતાવ.

વિદુષક—અહોહો એમાં તે શું

સુત્રધાર—વાહ શીવાતા! તારી

રાખશકે?

વિદુષક—કેમ તારે ગુગ્રામાં ઘાલીને ફરૂંશું? (જાયછે.)

સુત્રધાર—જાજા જંગલી પુછી આવ.

વિદુષક—(આવીને) હાય હાય ભુલી ગયો (યાદ કરેછે.) હાહા
યાદ ચડી આવ્યુંછે કહું કે ન કહું.!

સુત્રધાર—આવડતું હોય તો બોલી દે.

વિદુષક— દોહરો.

કમૂકી ग કરકરે, ण મુકિ કર વિચાર,
પતિ પાછળે મુકતાં, તેને તું સંભાર. ॥૧॥

સુત્રધાર—બરાબર શ્રી "ગણપતિ" ગજાનન.

વિદુષક—હાહા એજ એની સ્તુતિ કર એટલે તે આવી સંકષ્ટ હરશે.

સુત્રધાર— ચલની લાવણી.+

ગોરીનંદન સબ જુગવંદન, કરૂં ચંદન પુજા તેરી;
ધુપદિપ ઓર અગર આરતી માન ભક્તિ પુજામેરી.
પ્રથમ સેવ સબકરને તેરી કરનેકું સંકટ સૌ નાશ;
હાલ દીન સેવક બની ભજીએ, કૃપાકરી આવો એમ આશ.

(રાગ ઇંદ્રસભા.)

ગણપતિ ગુરૂદેવગણી, સમરૂં આ સમે;
દીનદાસ કરગરીકે, આવજો તમે;
" હરણ સરણતરણ, આ જગતમાં વિભુ;
કેમ આપણે નમું.
:જાબને;

---

...પાડી કલ્યાણજી રતનજીની

પુજાવિધિ મુજબ કરૂંછું સાહ્ય થા મને,
રંગભૂમિ મધ્ય આવી કષ્ટ કાપને;
હે ગુરૂ ગણપતિદેવ વંદુછું તને.

ગણપતિ—વરંબૃહી વરંબૃહી—હેવત્સ હું કૈલાસ પર્વતને વિષે શંકરની સન્મુખ મારૂં નિત્ય કર્મ કરતો હતો એટલામાં તારી દીન કરૂણામય સ્તુતિ સાંભળી હું અત્રે આવ્યોછું તો બોલ તારી શી યાચના છે.

સુત્રધાર—મહારાજ હું ભગવત લીલાનું નાટક કરૂંછું તેમાં નાના પ્રકારનાં વિઘ્નો આવેછે તે પ્રલય થાય તેવી પ્રેરણા કરશો.

ગણપતિ—જા, તેમ થશે. પણ તારાં પાત્રો અજ્ઞાનીછે તે જ્ઞાનવાન કરવા બ્રહ્મ તનયા શ્રી "સરસ્વતિ" દેવીનું ધ્યાનધર—હે બાળકા હવે હું મારે સ્થાનકે ગમન કરૂંછું.

સુત્રધાર—માહારાજ વંદન કરૂંછું.

ગણુપતિ—કલ્યાણ બાળકા. (જાયછે.)

સુત્રધાર—(સરસ્વતિની આરાધના.)

(રાગ ચંદ્રસભા.)

સરસ્વતિ દિજેમતિ મમમાત સારદા;
શેવકવંદી પાણથી કહે ગુણ અપાર
સુખઅનંત આપીમારૂં
દીનદાસ કરગરી

સરસ્વતિ—વરંબૃહી સુત્રધાર
સુત્રધાર—માતુશ્રી વંદન કરૂંછું

સરસ્વતિ—કલ્યાણ બાળકા. અહાહા હે વત્સ હું બ્રહ્મલોકમાં બ્રહ્માની પાસે આનંદમય વિણાધારણ કરી નૃત્ય કરતી હતી એટલામાં તારી સ્તુતિ સાંભળી અહી આવેલછું— બોલ એવું શું કામછે.

સુત્રધાર—મેં ભગવતલીલા કરવા નાટકનો પ્રારંભ કર્યોછે પણ મારાં પાત્રો અતિઅજ્ઞછે તેને કૃપાદ્રષ્ટીથી સૂજ્ઞ કરશો એવી પ્રાર્થનાછે.

સરસ્વતિ—તારાં પાત્રો અજ્ઞાનીછે તે મારા આશીરવચનથી બ્રહસ્પતિ માફક ભાષણ કરશે જો મારી કૃપાદષ્ટીનો ચમત્કાર કેવોછે સાંભળ. "मुकं करोति वाचालं पंगुलंम गृहते गिरिं." મુકંક કહેતાં જે પુરૂષ મુંગો હશે તે મારી કૃપાવડે શ્રી મદ્ ભાગવતાદિક ષટ શાસ્ત્રો અવલોકન કરશે. અને પંગુલ નામ જે લુલો છે તે મારી સાહાયતાથી મોટા પર્વતોને ઉલંઘન કરશે, એવો મારો ચમત્કાર છે. માટે આ બોલ નિશ્ચિત પણે શરૂ કર હે વત્સ હવે હું મારે સ્થાન ગમન કરૂંછું.

સુત્રધાર—વંદન કરૂંછું માતુશ્રી.

સરસ્વતિ—કલ્યાણ થાય.

...શ્રી પગે પછડાઊંછું. મને કાંઇ વરદાન આપોને.

...ગ્રહથી બધી સભા રંજન થશે.

(જાયછે.)

...વુંને લુગડાં શોવું. બીજું નહા! અરે સુત્રધાર હવે કોણ આવશે?

સુત્રધાર—મધુકૈટભ નામના બે મહાબળવાન દૈત્ય આવશે, તે મહા ઉગ્રતપ કરી માતાજી આગળથી "અમ્મર" એવું વરદાન લેશે પછી તે ઉન્મત બની બ્રહ્માને દુઃખ દેશે. અંતે વિષ્ણુ અને દેવી બંને સાથે મળી તેનો વધ કરશે. ત્યારબાદ મહિષાસુરની ઉત્પતિને સ્વર્ગલોક લેવા માટે ઇંદ્રનો ને તેનો મહાસંગ્રામ થશે તેમાં દેવ હારશે અંતે મહિષાસુરનો દેવી વધ કરશે.

વિદુષક—વાહવા ત્યારે તો હું જોઇશ. (બેસેછે.)

---

# પ્રવેશ ૧ લો.

**પાત્ર.**

મધુ. કૈટભ. દૈત્ય. માતાજી.

**સ્થળ. જંગલ.**

(મધુકૈટભ જોસભેર, ગર્જના કરી ધસેછે.)

કૈટભ—અરે જેષ્ટભાઇ મારો, તારો, જળ અને આકાશનો બનાવનાર કોણછે, તેનો મને ખુલાસો કરી આપ કે શંકા દુર થાય.

વિદુષક—(નેપથ્ય) હાય હાય નીરાંતનો આરામ લેવા બેઠો આરાનીબુંડ જેવા બરાડા મારતા અપાર... વેછે—ભલે દોડાદોડ કરે... રાઇ બેશીશ એટલે ક...

મધુ—કનીષ્ટ ભાઇ તને કાંઇપણ... સાંભળ. આ બ્રહ્માંડ જળાકારછે

ળ, હુંને તું એવાં ચાર પદાર્થ જોવામાં આવેછે બીજું કાંઈ પણ જોવામાં આવતું નથી—અને આપણે કયાંથી પેદા થયા છીએ તેની પણ ખબર નથી. તો આજે ચાર પદાર્થ જોવામાં આવેછે તેના કર્તાને તો કયાંથીજ દેખવાના? પણ આ પદાર્થ જોવાથી નકી થાયછે કે તેનો કોઈ કર્તા હોવો જોઈએ, એમાં શંસય નથી.

કૈટભ—બરાબર એમ છે તો તે કર્તાનો આકાર કેવો, રહેવાનું ઠેકાણું કયાં, શું ઉદ્યમ કરેછે વગેરે વાતનો નિશ્ચય કરવો જોઈએ અને સોધ કરી વરદાન મેળવવું—આ બ્રહ્માંડમાં કોઈ પણ જગોએ તેનું રહેવાનું ઠેકાણું હશે, માટે તેનો શોધ કરી જગતકર્તાને જોવો જોઈએ. વૃથાકાળ ગુમાવવો નહીં, એ શુરવિર પુરૂષનો ધર્મ છે તો સોધ કરવા જઈએ તો સારૂં.

મધુ—કર્તા પુરૂષ બહુ હુશિઆરને ચતુરછે જેથી તેનો પાર કોઇ પામતું નથી પણ તને એવો વિચાર થયો કે સોધ કરી વરદાન લેવું. તો ચાલો સોધ કરવા.

(જાયછે.)

(બંને સાથે મળી ગાયછે).

॥ રાગ રામગ્રી. ॥

...ીં, અમ દૈત્ય બે ભાઇ;
...ોય ન મળ્યો કયાંઈ. મહા.
...ૂકા અપાર;
મુઆ, મળ્યો નહીં કરનાર. મહા.

નીરનદી નીરખી બહુ, જોયો પાતાળ લોક;
કયાંય ન કર્તા ભાળીઓ, ફાંફાં માર્યાં આ ફોક. મહા.
મોટાં ભયંકર જંગલો, જોયાં મન ધરી હામ;
ઝાઝાં ઝાડોને ઝાડીઓ (ત્યાં) જોયો પ્રભુનો મુકામ મ.
કૈટભ—અરે મધુ મહામુંઝાયછે, મારૂં અહો નિશમન;
કર્તા કયાંયે મળતો નથી, દુઃખી થયુંછે તન. મહા.
મધુ—ભટકી ભટકીને ભુલા પડ્યા, અરે કૈટભભાઇ.
વનદિશે આ બિહામણું, હુંતો ×બીમરૂં આંઇ. મહા.

રાગ કાફી.

પ્રભુ અમે આવ્યા ઇહાં, દારૂણ વનમાં રખડી રઝળી. પ્ર. ટેક.
સુંદર તટ સરોવર શોભે આ, સસ, શાર્દુલ, ભુજંગ ભમેછે. પ્ર.
મર્કટ, હરણાં, રીંછો, હાથી, રોઝ, શિઆળસામાં સૌ ધસેછે. પ્ર.
ઝુંડે મચ્યાંછે ઝાડોનાં ઝાઝાં, ઉમંગે પક્ષી બધા ત્યાંરમેછે. પ્ર.
બગમાં બગ, વળી કોકીલ, કાળી, મોર મધુર મોં પોકાર કરેછે. પ્ર.
કાગ, કપોત, ને કુંજો કલોલે, હંસ, સારસ, હોલાં અતિશે વસેછે.
ભયાનક ભાસે ભુમી આ ભારી, કૈટભ મારી કાયા કંપેછે. પ્ર.
કૈટભ—અહા જેષ્ટભાઇ આ એકાર્ણવનમાં બહુ સોધ કર્યો પ
ણ ક્યાંય કર્તા પુરૂષ દેખાતો નથી હવે શું કરવું!
વિદુષક—(નેપથ્ય.) અરે મુરખ કર્તાછે ખરો પણ
દેખાતો નથી. કારણ.

કાવ્ય

પાષાણે ન જણાય કે

---

× બીહું. + ભટ બાળકરામ

ધાતુ કાષ્ટની માહે, રહ્યો નથી અંતર જામી.
ભાવ પ્રતાપે સદા દીએ દર્શણ આ ઠામે;
ફરેસ્થીર મનકરી, તોજતો પ્રભુને પામે.

કૈટભ—હેં નહીં મળે ! તારા કહેવા પ્રમાણે કરીએતો મળશે ?

વિદુષક—(નેપથ્ય.) હાતો મળશે.

(અંદરથી આકાશવાણી. ઑમ. ઑમ. થાય છે. તે સાંભળી દૈત્યનું વિસ્મય થવું. )

મધુ—અરે ભાઇ સાંભળ સાંભળ કર્તા પુરૂષ બોલે છે. માટે ઑંકાર મંત્રનું ઉગ્રતપ કરો કે કર્તાનાં દર્શન થાય.

(તપ કરવા બેઠા.)

દેવી—અહો મધુકૈટભ વરંબ્રુહી વરંબ્રુહી.

મધુકૈટભ—માતુશ્રી શીરવંદન કરીએ છીએ.

દેવી—કલ્યાણ થાઓ વત્સ.

મધુ—માતુશ્રી આપે આપના ચંદ્રવદની મુખાર્વિંદના દર્શન આપ્યાં આ એક અમારા ઉપર મોટો ઉપકાર થયો છે, પરંતુ અમને એક વરદાનની ઇચ્છા છે.

દેવી—માગીલ્યો જે માગવાનું હોયતે. હું આ વખત તમારૂં ઉગ્ર તપ જોઇ પ્રસન થઇ છું.

મધુ—હે મૈયા આપ અમારી પર બહુ ખુશી થયાં છો જેથી, અમે વરદાન માગીએ છીએ કે કોઇ દિવસ અમારૂં મૃત્યુ ન થાય કદિ થાય તોપણ અમારી ઇચ્છા વગર ન થાય. કેમકે અમને મૃત્યુનો ભય બહુ છે તો મોતના ભયથી રક્ષા કરશો.

દેવી—જાઓ તે પ્રમાણે થશે. ( અદશ્ય. )

મધુ—તથાસ્તુ માતુશ્રી. ભાઇ આપણી મન કામના સિદ્ધ થઇ; હવે નીર્ભયથી ફરવું. આપણને મોતની બીક જે હતી તે મટી, હવે આ દુનિયામાં કોણ બળવાન જોદ્ધો છેકે આપણનું નામ લે તેમ છે. મારા બાહુ બળથી જો કેવીપૃથ્વી ધ્રુજાવું છું.

પડદો.

---

# પ્રવેશ. ૨ જો.

પાત્ર.

બ્રહ્મા, મધુ, કૈટભ. ને દેવી.

( સ્થળ ક્ષીર સાગરમાં કમળ ઉપર બ્રહ્મા વિચાર. )

બ્રહ્મા—(મનમાં) વાહ આ સહસ્ત્ર દળ કમળ બહુ મજેનું છે. તેની મનોહર સુગંધી દશ દિશાએ પ્રકાશ પામી રેહેલ છે. પરંતુ મને કેણે ઉત્પન કર્યો છે; અને મારો કર્તા કોણ છે, તેનો મને અહોનિશ વિચાર થયા કરેછે તો ચાલને જોઉં આ કમળ નીચે હશે (કમળ પાસે જઇ જોય છે) અહોહો આ નલીકા જોતાં સહસ્ત્રો વર્ષ ચાલ્યાં ગયાં પણ અંત આવતો નથી—ચાલ કમળ ઉપર જઇ બેસું, નહીંતો કમળ છુટી ગયા બાદ બેસવાની જગ્યા નહીં મળે (કમળ ઉપર બેઠા.) અહાહા લ્યાં એક જળ, આકાસ, કમળ, અને હું એવાં ચાર પદાર્થ જો-વામાં આવેછે. પણ આ ઊજડ જગ્યામાં કોઇ આવી મને મારશે તો મારી સાહીતા કરવા વાળુ કોઇ નથી.

પણ હાલ સાંત રહેવું. કેમકે તે સર્વજ્ઞ એમ સર્વ વાતે સિદ્ધ થાયછે. જેણે આકાસ, જળ, સ્થળ ને મને બનાવ્યો તે કાંઈ ઓછો ચતુર નહીં હોય. એમ એનાં કરતત્વ જોવાથી માલમ પડેછે—જો મારૂં શરીર, નેત્ર, નાશિકા, કાન, મુખ, હાથ, પગ વગેરે પાંચ જ્ઞાનેદ્રી તેમજ બુદ્ધિ,મન, પ્રાણ, અંકાર, આત્મા, ઇત્યાદિ જેણે કર્યું છે. તેજ શાહીતા કરશે એમાં સંશય નથી. માટે તેનું ધ્યાન ધરૂં.

(નેપથ્યમાં સમાધિ.)

**કૈટભ**—અરે પ્યારા ભાઈ હ્યાં સુગંધી બહુ મનોહર આવે છે. જેથી જણાયછે કે પાંચમું કાંઇ નવું પદાર્થ હોય—ચાલો શોધ કરીએ. (સોધ કરતાં બ્રહ્મા દીઠા જોઈ હસ્યા ને ગર્જનાથી બ્રહ્માને કંપ થઈ.)

**બ્રહ્મા**—હરેહરે પરમાત્મને નમઃ અહાહા હું મારા મન સાથ કયારનો વિચાર કરતો હતો તેટલાજ વખતમાં બહુ સંકષ્ટ પ્રાપ્ત થયું. કયાંય જવાનો ઉપાય નથી. હવેતો પરમાત્માની ઇચ્છા પ્રમાણે થશે. મારો કાંઇ ઊપાય નથી.

**કૈટભ**—ભાઇ આતો બહુ સુગંધી વાળું સહસ્ત્રદળ કમળ જોવામાં આવેછે અને તેની ઉપર એક પુરૂષ ચાર મુખ વાળો બેઠોછે. ચાલો તેને ઉઠાડી દઇએ (પાસે જઈ.) અરે ચતુર મુખી તું કોણછો અને આ કમળ ઉપર શું કરવા બેઠોછો; તેમજ તારી શું શકિત છે, તે જલદી કહી બતાવ.

**બ્રહ્મા**— રાગ ઇંદ્રસભા.

બ્રહ્મલોકનો રાજા હુંછું, બ્રહ્મા મારૂં નામ;
કમળ મને પરમેશ્વરે આપ્યું, બેઠોછું આ ઠામ.

શક્તિ મુજને તેણે આપી. તારે શુંછે કામ;
ચાલ્યા જાઓ જલદી, અત્રેથી હું ભણું હરીનું નામ.
ચાલ્યા જાઓ હું ઈશ્વર આરાધના કરૂંછું ઝટ જાઓ;
નહીંતો બાળીને ભસ્મ કરી નાખીશ.

મધુ— રાગ ઇંદ્રસભા.

ખકખક ખકખક બેઠો શું કર, તુજને કરશું ઠાર;
કમળ છોડી ચાલ્યો જા જલદી, નહીંતો લડ આ વાર.
તારા જેવા મેં અતિ માર્યા, તેવા કરૂં તુજ હાલ;
જલદી જુધ મુજ સાથે કરજે, નહીતો જા તતકાળ.

કૈટભ— (રાગ ભેરવી.) પ્રભાત[1].

અરે ચતુર મુખી બ્રહ્મ કર ઈહાં શું કામ;
મન રંજન આ કમળફુલ, શુર વીરોને કામ. અરે.
ભયંકાર ભુમિ વિશે, તેં ધર્યુંછે ધ્યાન;
અહોનિશ નિંદ તજી, કેનું ભજે નામ. અરે.
સુંદર કમળ ફુલ આ, શુરા પુરૂષનું ઠામ;
જુધ અમારી સાથ કરી, બેસ જઇ મુકામ. અરે.

આ સુંદર સહસ્ત્ર દળ કમળ શુરવીર પૂરૂષ માટે છે. તારે તેના ઉપર બેસવાની ઇચ્છા હોયતો અમારી સાથે સંગ્રામ કરી જીતીને બેસ. નહીંતો કમળાસન છોડીદે.

બ્રહ્મા— (રાગ ભેરવી.) પ્રભાત

અરે દૈત્ય હું કરૂંછું રામનું ભજંન;
શું કરવાને દુઃખ દિઓછો દુખે મારૂં મન. અરે.
સહસ્ત્ર દળ કમળ કૃપાએ, ઈશે થઈ ઉમંગ;

---

૧ કરૂણા નિધાન ઈશ રાગ.

આપ્યું દાસ જાણી મને, ભજુ તજી અંત. અરે.

કૈટભ—ગડબડ ન કરતાં કમળાસન અમારે સ્વાધીન કર.

બ્રહ્મા—અરે દૈત્યો તમારો કમળ લેવાનો આગ્રહ જોઇ કહું છું.કે તમારે એક ઘડી પછી આવવું જેવો મારો વીચાર હશે તેવો જવાબ આપીશ.

મધુ—જે વિચાર કરવાનો હોય તે કરીલે. અમે આ ઘડી પાછા આવીએછીએ. (જાયછે)

બ્રહ્મા—(દેવીની સ્તુતિ.)

લલિતછંદ.

અરર જાગજે માત માહરી, કૃપા અતિ કરી આવજે અહીં.
પ્રબળ દૈત્ય બે આ સમે થયા, મેહેર કરીને મારજે મયા.
જામી આ સમે આવજે નકી, તુજવિના મને આશરો નથી.
વિપત્ત વ્યાધિએ ડોલું હું અહીં, તુજ થકી મને મારસે નહીં.

ગજલ.

અરે ઇશ તુ મુજ તાત થઇને, આ વખત દેખાડયો કાં?
હું નિર ઓથને તું સાય થા, [1]આ વખત લેજે ધ્યાનમાં, અરે
રટું રાતદિ મુખ નામ હું, તુજ તણું આઠે જામ કહું;
જો સાય* થાતો આવજે તું, આ મધુને મારવા. અરે.

દેવી—(આવી આંટો દઇ જાયછે.)

બ્રહ્મા—અહાહા આ વીજળી જેવો પ્રકાશ શેનો થયો વારૂ?હશે. (ધ્યાન.)

પડદો.

---

૧ મારી. *સહાય.

# પ્રવેશ ૩ જો.

પાત્ર.

દેવી. વિષ્ણુ.

( સ્થળ ક્ષીરસમુદ્રને કાંઠે દેવી વિષ્ણુને જગાડે છે. )

દેવી—અરે મહા વિષ્ણુ જાગૃત થાઓ કેમકે આ સૃષ્ટીનો હવે અંત આવ્યોછે. અને ફરી નવી સૃષ્ટી બનાવવી છે. જગત કાર્ય સિદ્ધ કરવાને મધુકૈટભ નામના બે દૈત્યો મારા વરદાનથી પ્રખ્યાત થયાછે, પણ હાલ વર્તમાન કાળમાં તે બહુ ઉન્મત બની બ્રહ્માજેવા ગરીબને મહા દુઃખ દીએછે તેને માટે આપ ત્યાં જઇ બ્રહ્માને મદદ દઈ દૈત્યો સાથે યુધ કરો. અને પછીહું આવી તેની બુદ્ધિમાં મોહ કરૂંછું પછી તમારી સાથે તે વાંતમાં બંધાશે, ત્યાર પછી મૃત્યુ થશે. માટે સૃષ્ટી નીર્માણ કરવા સૃગાન થયુંછે તો કૃપા કરી ત્વરીત પધારશો.

વિષ્ણુ—સહર્ષ માન્ય કરૂંછું. આ આવ્યો. (જાયછે.)

પડદો.

---

# પ્રવેશ ૪ થો.

પાત્ર.

મધુ, કૈટભ, બ્રહ્મા, વિષ્ણુ.

(સ્થળ-સમુદ્રને કાંઠે દૈત્યો બ્રહ્મા આગળ કમળ માગેછે).

મધુ—અરે ચતુર મુખી તારે મોઢેથી તેં અમારી પાસે યાચના

કરી હતી કે એક ઘડી પછી આવવું તે અમે આવ્યા છીએ.જુધ કર અને જુધ ન કરવો હોય તો કમળ છોડી ચાલ્યો જા.

(રાગ ભેરવી) પ્રભાત.

જલદી ઉઠ કમળ છોડી, ચાલ્યો જા આ રાન;
હડબડાવી ચુરા કરૂં, હાડ ભાંગું માન. જલદી.
રામ તારો કયે ઠામ, છુપાયો નાદાન;
તૃઠ્યો હોય ઇશ્વનને, તુજ બચાવે જાન. જલદી.
(ગર્જના કરી બ્રહ્માના હાથ ઝાલ્યા)

બ્રહ્મા— શ્લોક.

अन्यद्वेषाद्भवेन्मृत्यु, परद्वेषाद्धनक्षयः
राजद्वेषाद्भवेन्नाशो, ब्रह्मद्वेषात्कुलक्षयः

માટેહું તમને કહુંછું કે મારા જેવાં નિરઅપરાધી અને અનાથ આદમીને શું કરવા દુઃખ દીઓછો. હું નક્કી કહુંછું કે આ ગુન્હો ઈશ્વર નહીં સાંખે.

મધુ—માથાકુટ નકર. તારૂં ડહાપણ જાણ્યું. રાખ.

બ્રહ્મા— દોહરો.

અરે મુર્ખ મનમાં કદિ, મદ ન ધરીશ લગાર;
મદથી નાશ થશે નકી, આપદ પડે અપાર.

(દૈત્યો આવાં કટુવાકય સાંભળી ક્રોધાંધ થઈ બ્રહ્માના હાથ ઝાલી નીચે ફેંકે છે તેવામાં વિષ્ણુ આવ્યા.)

વિષ્ણુ— મનહરછંદ.

અરે દુસ્ટદૈત્ય આ ગરીબને શું કરવાને,
મારોછો તમે બે મળી અંકારી આવેશમાં;
બ્રાહ્મણ ભજેછે ઈશ, એક ચિત્ત અહોનિશ,
જંગ કરવાનું તમે ધાર્યું જો કે ધ્યાનમાં;
બળ બાહુમાં જો હોય, તોજ મારી પાસે આવો;
મદ આપનો ઉતારી નાખું આ પલકમાં;
આવો આવો આવી જાઓ, જુધ કરવાને ઝટ;
ખોટા ડોળ ધાલુ ખંડી નાખું આ પળકમાં.

અરે દુસ્ટો એ અનાથ આદમીને શું કરવા દુઃખ દીઓછો. તમારી આગળ બળ પરાક્રમ હોય તો આવો મારી સાથે યુદ્ધ કરો.

કૈટભ—બુહુજ સારૂં આજ અમારી મન કામના સિદ્ધ થઈ કે મકે ઘણા રોજથી અમે પણ સોધ કરીએ છીએ કે કોઇ આવી અમારી સાથે યુદ્ધ કરેતો બહુ સારૂં મારી ઈચ્છા યુદ્ધ કરવાની છેતો આપ જુદ્ધ કરવા.

( એકાર્ણ વનમાં મહા સંગ્રામ. )

મધુ—અરે વિર પુરૂષ તેં અમારી સાથે બહુ યુદ્ધ કર્યાછે અને યુદ્ધ કરતાં પાંચ હજાર વર્ષ ચાલ્યાં ગયાં તેમાં તારી યુદ્ધ કરવાની કૌશલ્યતા જોઈ અમે બહુપ્રસન્ન થ । છીએ, માટે જે જોઇએ તે માગીલે.

વિષ્ણુ—હું જે વરદાન માગીશ તે આપશો કે!

કૈટભ—હા અમે દેવાને તૈયાર છીએ. જે વરદાંન માગવાનું હોય તે માગીલે.

વિષ્ણુ—હું માગુંછું કે મારે હાથે તમારૂં મૃત્યુ થાય. એ મેં સંકલ્પ કર્યોછે તો તે પાર પાડશો.

કૈટભ—વાહ વીર પુરૂષ તારી ચતુરાઇને બુદ્ધિ બળ જોઇ અમે ખુશી થયા છીએ—પણ તેં જે વરદાન માગ્યું તેમાં કાંઈ નફો નથી. માટે બીજું માગ.

વિષ્ણુ—દૈત્યો મને કાંઇ બીજું વરદાન લેવાની જરૂર નથી મારે તો એટલુંજ વરદાન જોઇએ કે મારે હાથે તમારૂં મૃત્યુ થાય.

મધુ—વાહવા તેં અમને કપટ યુકિત કરી ઠગી લીધાછે, માટે અમે પણ જે વચન માગીએ તે મિથ્યા ન કરતાં પાર પાડવું.

વિષ્ણુ—હા, તમારે જે માગવાનું હોય તે માગી લ્યો.

મધુ—હે મહા પુરૂષ "જ્યાં પૃથ્વી હોય ત્યાં અમને મારવા પણ જળમાં મારજે માં" એ વચન આપ.

વિષ્ણુ—અરે તમે પણ મને ઠગવાનો ઉપાય કીધોછે કેમકે પૃથ્વી નથી તો કયાંથી લાવવી. માટે તમારૂં વચન મિથ્યા જશે. પછે તમારી મરજી.

કૈટભ—અહાવિર પુરૂષ, પૃથ્વી વિના અમને મારવા નહીં, કારણ કે અમે યુદ્ધ બહુ કર્યોછે, જેથી થાકી ગયા છીએ તો પૃથ્વી ઉપર જરા વિશ્રામ લેવાછે—અને કદાચિત પથ્વી નહીં મળેતો મરતી વખત પૃથ્વીની વાસના અમારા મનમાં રેહી જશે. જેથી ફરી જન્મ, મર્ણ થશે. તે વાસના મટાડવાને વાસ્તે તમારી આગળ પૃથ્વી ઉપર મરવાની યાચના કરીછે. અમે કાંઇ તર્ક

કરતા નથી.

વિષ્ણુ—હેવીર દૈત્યો તમારૂં યથાર્થ જ્ઞાન સાંભળી બહુ પ્રસન થયો છું—અને તમારૂ મૃત્યુ પૃથ્વી ઉપર થાય તો તમે રાજી!

મધુકૈટભ—હા, તો અમે બહુરાજી છીએ.

વિષ્ણુ—ઠીક આવો આ મારી ઝાંગડે તેને પૃથ્વી માની તેના ઉપર તમારાં મસ્તક રાખી વિશ્રાંતિ લ્યો. એટલે તમારી વાસના છૂટી જશે. અને તમને મોક્ષ થશે.

( વિષ્ણુએ મધુકૈટભ* માર્યા.

પડદો.

**અંક પ્રથમ. સમાપ્ત.**

— ⁂ —

**દોહરો.**

પ્રથમ અંક પૂરણ થયો, ઇશ્વરની કરૂણાય;
રચનાં બીજા અંકની, રૂડી રીત રચાય. ૧
ઇશ્વરને સમરૂં સદા, ગણપત લાગું પાય;
વાણી વીમળ થવા મને, માતા થાજો સાય.×

---

* દેવોની સાહીતાથી. ×સહાય.

## અંક બીજા

# મહિષાસુર દૈત્ય વધ.

### પાત્રો.

ઇંદ્ર ... ... ... ... ... .. સ્વર્ગનો રાજા.
બૃહસ્પતિ ... ... ... ... તેનો ગુરૂ (રૂષિ).
નારદ ... ... . . ...સર્વત્ર ખબર લાવ નાર રૂષિ.
સેનાધીપતિ . . ... ... ... ઇંદ્રના લશ્કરનોઉપરી.
જમ .. ... ... ... ... જમ પુરીનો રાજા.
મહિષાસુર ... ... ... ... રંભાશુરનો પુત્ર.
ચામર ... ... ... ... મહિષાશુરનો પ્રધાન.
શંકર ... . . ... ... ... ... ...મહા દેવ.
બ્રહ્મા ... . . ... . . ...બ્રહ્માંડનો કર્તા.
વિષ્ણુ .. ... ... ... ... ...ભગવાન.
દેવી... ... ... મહિષાશુરનો વધ કરનારી માતા.



# પ્રવેશ ૧ લો.

**પાત્ર.**

ઇંદ્ર—બ્રહસ્પતિ, નારદ, સેનાધિપતિ, મહિષાશુર, ચામર;

(સ્થળ ઇંદ્રની સભા.)

ઇંદ્ર—અહો ગુરૂમાહારાજ આજે મને મંદ શુકન થાયછે, અને મારૂ વામઅંગફ્રરકયા કરેછે, તેથી કાંઇ નુકશાન થશે કે કેમ? અને કદિ થશે તો એવું શું વિઘ્ન હશે મહારાજ?

બ્રહસ્પતિ—રાજા હું કહું તે સાંભળ આ સ્વર્ગ, મૃત્યું, અને પાતાળ એવા ત્રણ લોકમાં જે કોઈ પ્રાણી દેહ ધારણ કરેછે, તેમાં ચાહેતો દૈવ હોય, અથવા દૈત્ય હોય યા રાક્ષસ, ગંધર્વ, પનંગ, વગેરે જેણે દેહ ધારણ કર્યોછે તેને ૭ વસ્તુ પ્રાપ્ત થાયછે.

ઇંદ્ર—ગુરૂ મહારાજ, તે આપ મારા જેવા પામરને કૃપા કરી કહો.

બ્રહસ્પતિ— श्लोक.

**कर्मणा जायते जंतु, कर्मणैवा विलीयते,**
**सुःखंदुःखंभय, क्षेम, कर्माणि वाभिपद्यते.**

ભાવાર્થ—જન્મ, મર્ણ, સુખ, દુખ, ભય, ક્ષેમ, એ ૭ વસ્તુની શરીર સાથેજ જન્મ થાયછે તેમાં જો કોઇ ધૈર્યવાન પુરૂષને સુખ પ્રાપ્ત થયું તો તેમાં તે હર્ષ નથી કરતો અને કદિ દુઃખાદિ પ્રાપ્ત થાય તો તેમાં તે ભય પામતો

નથી માટે તું પણ ધૈર્ય ધરી પરમાર્થ કરી આ દુર્લભદેહ સફળ કર. (એટલામાં નારદ આવ્યા.)

ઇંદ્ર—(સાનંદાશ્ચર્ય થઇને.)—પધારો મહારાજ આપ અત્રે પધાર્યા તેથી હું મને મોટો ભાગ્યશાળી સમજુંછું જેમ ત્રણ લોકમાં પવન ફરેછે તેમજ તમે ફરોછો તો આજ કાલ પાતાળ લોકમાં અને મૃત્યુલોકમાં શુંશું વર્તમાનછે, કયો યોદ્ધો બળવાનછે, અને સામર્થ્યમાં શ્રેષ્ટ એવો રાજા કોણછે.

નારદ—હે ઇંદ્રરાજા આવા તારા ન્યાય યુક્ત અને ગંભીર વિચાર સાંભળી હું બહુ પ્રસન્ન થયોછું, અને તારે સદા એવાજ વિચાર રાખવા જોઇએ એમ વેદવાણી વદેછે.

## श्लोक.

कःकालकानि मित्राणिकोदेशःकौव्ययागमौः
कस्याहंकाचमेशक्ति,रितिचिंत्यंमुहुर्मुहु.

તાત્પર્યાર્થ—શુંશું વર્તમાનછે, કોણ કોણ મારા મિત્રછે, દેશકાળ કેવોછે, શું ઉપજછે, શું ખર્ચછે, મારી શું શક્તિ છે એવો વિચાર બુદ્ધિમાન પુરૂષ હમેશાં કરેછે. માટે તારે પણ હમેશાં એવાજ વિચાર રાખવા જોઇએ— પરંતુ તેં મૃત્યુ અને પાતાળ લોકનાં વર્ત્તમાન પુછ્યાં તે સાંભળ—એક રંભાસુર નામના દૈત્યે શંકર ઊપર મહા ઉગ્રતપશ્ચર્યા કરી ત્યારે શંકરે પ્રસન્ન થઈ વરદાન માગવા કહ્યું ત્યારે રંભાસુરે બહુ ભારી વરદાન માગી લીધું.

ઇંદ્ર—એવું ભારે વરદાન શું માગ્યું!

નારદ—રંભાશુરે કહ્યું કે માહારાજ મને પુત્ર નથી, તો તે તમારા અંશથી મને પુત્રની પ્રાપ્તી થાય, અને તેનું કોઈ દિવસ મૃત્યુ ન થાય— કદિ મૃત્યુ થાય, તોપણ આખા બ્રહ્માંડની તેજ શકિત એકઠા કરે તેમાંથી એક કુમારીકા ઉત્પન થાય, તેના હાથથી મારા પુત્રનું મૃત્યુ થાય. એ મારી ઇચ્છાછે તો પુરી પાડશો—ત્યારે શંકરે તથાસ્તુ કરી વરદાન આપ્યું બાદ શંકર અંતરધ્યાન થયા. તો હે ઇંદ્રરાજા શંકરના વરદાનથી રંભાશુરને મહિસાશુર નામનો મહાબળવાન પુત્ર ઊત્પન્ન થયોછે. તેનું આ વખત બહુ પ્રબળછે અને તેણે ઉભયલોક જીતી લીધાછે હવે સ્વર્ગ લોક જીતવાની તૈયારી કરેછે તો તેને માટે હું તને સૂચના કરવા આવ્યોછું માટે યુદ્ધ કરવાની તૈયારીમાં રહેજે અને બહુ હુશિયારીથી યુદ્ધ કરજે. (નારદ અંતર ધ્યાન)

ઇંદ્ર—અરે સેનાધિપતિ.!

સેનાધિપતિ—આજ્ઞા મહારાજ.

ઇંદ્ર—આપણી ચતુરંગી સેનાનો બંદોબસ્ત કેવી રીતે રાખ્યોછે; અને ઊંટ, ઘોડા, હાથી, પેદલ, વગેરે કેટ કેટલાંછે.

સેનાધિપતિ— મનહર છંદ.

તીર તરવાર ભાલુ મારવાના દાવ પેચ;
બંદુક, બરછી, ફેંકવામાં હુશિઆરછે;
દંડ, લાકડી રમત, પેચ કુસતીના જાણે,
અંગવાળવાનું કામ બધા લોક જાણેછે;

સોળપટાવન સાથે સામીલ રાખ્યુછું સદા;
યોદ્ધા જોરાવરનો તો સેના મધ્યે વાસછે;
રથી, મહારથી, સણગારી સદાસજ રાખ્યું;
ઇંદ્રમહારાજા મારા પ્રેમથી પ્રણામછે.

મહારાજાધિરાજ આપણી સેનામાં આઠસો ઊંટ, પાંચસો પેદળ, હજાર હાથી, તો તેરસેં તોરીંગ, તેરસે તોપ, સોળ પટાવત, મહારથી યોદ્ધા, અને મહાબળવાન મલ્લો સાથ સર્વ સેના તૈયારછે મહારાજ.

ઇંદ્ર—શાબાસ ઘણું સરસ કામ રાખ્યુંછે—અરે જમરાય.

જમ—હાજર મહારાજ શું આગ્ના.

ઇંદ્ર—(ગુલચમન પરાબિધ્ધુવા છુપા ક્રીહે. એ રાગ.)
જમરાય તમે જમપુરિનો કો'હેવાલ;
સુણું બંદોબસ્ત મન મારૂં ખુશી બહુ થાય.

જમ—મહારાજ આજ આધાર, બેશી ઊમંગે;
જમપુરીનો બંદોબસ્ત, કહું તમ સંગે;
જનજુઠ વદે પાપીશ્ટ, તેને કરૂં ઠાર,
લોહસ્થંભ લગાડી બાથ, મારૂં નિરધાર.
સૌસૌ જન સૌ ઠામ અતિશે રમેછે;
કરે પેરે ગીર[1]નું કામ હમેશ દિશેછે.

ઇંદ્ર— જમરાય તમે હુશિયાર, યાર છો મારા;
ખુશી થયો સુણી હેવાલ, વાત કહી પ્યારા.
જમરાય યારે બળવાન, વાત સુણ મારી;

---

૧ પહેરેગીર.

સજ થઇને બેઠો રહે, કરી તૈયારી.—
કારણ કે આવે એક મહિષને નામે;
છે દૈત્ય બડો બળવાન માર આ ઠામે.

(ગર્જના કરી મહિષાસુર આવ્યો.)

ઇંદ્ર—હે દુષ્ટદૈત્ય તેં મૃત્યુ અને પાતાળ લોક જીત્યા તેમ આ લોક તુરત નહી જીતાય, તારો મદ હું ક્ષણવારમાં ઉતારીશ, તારા આત્માને ક્ષણવારમાં જમદ્વાર મોકલું છું. જોઇલે અરે જમરાય આ દુષ્ટદૈત્યને તારા લોહસ્થંભથી પાયમાલ કરી દેવલોકનાં દર્શણ કરાવ.

જમ—જેવી મહારાજની આગ્ના. આવ ચંડાળ આવ શું જોસ.

(મહિષાસુરે જમનો યુદ્ધ જમ નાઠો.)

મહિષાસુર—અરે ઇંદ્ર તારૂં ઇંદ્રાસન મારે સ્વાધીન કરી ચાલ્યો જા. નહીંતો આવ જુધ કરવા.

ઇંદ્ર—હે મદાંધ દૈત્ય તારો પાયમાલ મારા શિવાય બીજો કોઇ કરનાર નથી. સેનાધિપતિ!

## श्लोक.

हस्तीत्वकुशमात्रेण वाजीहस्तेनताड्यते. ॥
शृंगीलगुडहस्तेन खड्गहस्तेनदुर्जन. ॥ १ ॥

તો હે શુરા સેનાધિપતી તારૂ વીજઇ ખડગ ધારણ કરી આ દુષ્ટ દૈત્યને તેનાથી પ્રહાર કર. દુર્જન માણસને ખડગથી પુરાં કરવાં એમ ઉપરનું શાસ્ત્રાર્થ સુચવે છે.

સેનાધિપતિ—મહારાજ હું આપનો લુણ હરામી નહી થતાં

મારી શુદ્ધ બુદ્ધિથી તેના સાથે સંગ્રામ કરીશ–હે દુષ્ટદૈત્ય તેં ઘણાઘણા યોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યાં હશે, પણ મારા જેવાનો કોઈ દિવસ હાથ નહીં દીઠો હોયતો આવ બતાવું.

મહિષાસુર—આવ આવ તારા જેવા ઘણા રોળ્યા તેની સાથે તું પણ. (સેના, મહિ યુદ્ધ સેના નાઠી.)

ઇંદ્ર—હે દૈત્ય તેં મારા માનીતા મલ્લોના જીવ લીધા છે પણ તેનો બદલો હું થોડી વારમાં વાળીશ. અને તને આ ઘડી યમપુરીમાં પહોંચાડું છું જોઇલે—આવ જુધ કરવા.

(ઇંદ્ર મહિ. યુદ્ધ ઇંદ્ર નાઠો મહિ ઇંદ્રાસન ઉપર બેઠો.)

ચામર—અહો મહિષાશુર મહારાજ આપ આ ઇંદ્રાસન ઉપર બેસજો અને આપણા જોધા જે બળવાન છે તેવાઓને તમારી ચોકી રાખવા રાખી હું ઇંદ્રાદિ દિગપાલ સૌ ભાગી ગયાછે તેને દશ દિશાએથી પકડી આ વખત આપની હજુર આવુંછું. (જાયછે.)

મહિષાસુર—(મનમાં) હરીગીતછંદ.

આ બેસ બેઠક બહુ બની, અદભુત રમણિક ઓપતી;
જેમ અસલ રાજા ધર્મની તેમ, સભા સુંદર શોભતી.
હીરા જડિત મંદીર ચણ્યા, ચકચકીત કાચ પથારીઆ;
કનકે કરી સુભ સામર લીંપ્યાં, મહેલને સોભાવીઆ. ૧
સ્ફટિક મણિના માળ, રત્ન જડીત તેને સ્થંભ છે;
ચકચકીત ઝુમર ઝગમગે, વીશાળ કોચ પલંગ છે.
હાંડી, હીંડોળા, હીંચકે, વળી પાંજરાં પક્ષી તણાં;

ગાદી ગલીચા ગોઠવ્યાને, આરસા શોભે ઘણા. ૨

પડદો.

---

# પ્રવેશ ૨ જો.

પાત્ર.

ઇંદ્ર, યમ, સેનાધિપતિ, બ્રહ્મસ્પતિ, બ્રહ્મા વગેરે.

(સ્થળ બ્રહ્મલોકમાં ઇંદ્રાદિ દેવતાઓ બ્રહ્માની સ્તુતી કરે છે)

ઇંદ્રાદિ— (આરતિ.) ×

જે હરિહર બ્રહ્મા, જે હરિહર બ્રહ્મા;
શીવ નંદી હરિ ગરૂડે. હંસ ચડે બ્રહ્મા. (૨)
ઉત્પતિ સ્થિતિ કરણે, પ્રથમે જગતંભા;
ત્રીશુળ, ચક્ર, કમંડળ, શક્તિ ધરે અંબા. (૨)
ચિંતામણી કૌસ્તભ સુભ, શિવ ધરે નર મુંઢા;
નારદ સારદ ગાવે, નૃત્ય કરે રંભા. (૨)
ત્રીગુણ રૂપની આરતી ગાવે ઉછરંગા;
કહે કલ્યાણ મન વાંછિત, પુર્ણ કરે અંબા. (૨)

બ્રહ્મા—(આવીને) અહો ઇંદ્રાદિ દેવગણો તમને આવું શું દુઃખ પ્રાપ્ત થયુંછે, કે સર્વ દેવ સભા મળી મારે ત્યાં આવ્યા?

ઇંદ્ર—ભગવત્ એક મહિષાસુર નામનો દૈત્ય શંકરના વરદાનથી બહુ ઉદ્ધત બની ગયોછે તેણે અમારાં સર્વ દેવતાઓનાં અધિસ્થાન ખુંચી લીધાં છે માટે કૃપા કરી તે મહિષા-

---

× મારા ગુરૂ ત્રવાડી કલ્યાણજી રતનજીની બનાવેલ.

શુરનો નાશ કરી લીધેલાં સ્થાન અમોને સ્વાધિન કરાવશો એવી અમારી પ્રાર્થના છે.

**બ્રહ્મા**—તમે સર્વ દેવ વૈકુંઠપતીની પાસે જાઓ અને તેની સાહીતા લઈ સર્વે કૈલાસ પતિની પાસે જાઓ હું પાછળથી સ્નાન સંધ્યાદિક મારૂં નિત્ય કર્મ કરી આવું છું.

(દેવ જાયછે)

પડદો.

---

# પ્રવેશ ૩ જો.

પાત્ર.

ઇંદ્રાદિ, દેવતાઓ, બ્રહ્મા, વિષ્ણુ, શંકર.

(સ્થળ વૈકુંઠમાં વિષ્ણુનો મહેલ.)

ઇંદ્રાદિદેવ—(વિષ્ણુની સ્તુતિ કરેછે.)

સાર્દુલ વિક્રિડિત છંદ.

હે સર્વા પરિએષ્ટ સર્વ વ્યાપીક કલ્યાણ કારી પ્રભુ;
વૈકુંઠા મહાધિપતિ માહારાજ તારી કૃપાએ નભુ.
આ વખતે મહાદુઃખછે, તેનો હોંસે કહ્યે તુજકને;
મહિષાસુરદે દુઃખઅતિ, આવ્યા અમે તુજકને. ૧
માટે વારે આવજે હે કરૂણા નિધાન આ દાશની;
નાશ કરોને દૈત્યનો, આશા અમોને ઘણી આપની.
સર્વ અમે તુજ આશરો, માગી લઇએ બહુ પ્યારથી;
બીજા દેવ ભલે ભણું, પણ તારા જેવા એક નથી. ૨

વિષ્ણુ—દેવગણો આવી તમારી શું દુર્દશા થઇ! અને આવો

દુર્ઘટ સંગ્રામ કરવા વાળો યોદ્ધો બળવાન કોણછે?

ઇંદ્ર—મહારાજ મહિષાસુર નામના દૈત્યે અમારાં રહેવાનાં સ્થાનકો ખેંચી લીધાંછે અને મહા સંગ્રામ કરી અમને નસાડી મુકયા. માટે તેનો નાશ કરી અમને સાહીતા કરશો?

વિષ્ણુ—અહો કેવો અકરાકેર—રાજા તારા જેવા ન્યાઈ રાજેંદ્રને આવા દુષ્ટ દૈત્યે દુઃખ દીધું તે જોઈ મારી રોંમાંચ ઉભી થઇ જાયછે. પણ શું કરૂં કે તેને શંકરનું અભય વચનછે. માટે આપણ સર્વે શંકર આગળ ચાલો જઇએ. (બ્રહ્મા આવીને)

બ્રહ્મા—ઘણુંજ સારૂં મારો પણ એજ વિચાર હતો નીરઓથ આદમીને ઘટતી મદદ આપવી એ આપ જેવા પરોપકારી પુરૂષનું કામછે માટે ચાલો શંકરની પાસે જઈ મદદ માગીએ. ( જાય છે. )

પડદો.

---

# પ્રવેશ. ૪ થો.

પાત્ર.

ઇંદ્રદેવ, બ્રહ્મા, વિષ્ણું, શંકર, માતા, મહિષાશુર. ચામર વગેરે.

(સ્થળ કૈલાસ પુરી.)

ઇંદ્રાદિદેવ—( શંકરની સ્તુતિ કરેછે. )

---

* ત્રવાડી ક૦ ર૦ ની બનાવેલ

## લાવણી.

કરસમરન શંકર કૃપાળ, સબ પલક ન્યાલ કરતે ભોલા;
જપત જાપસબ મીટે પાપ, સબ મીટે તાપ તનકે ધોરા.
ભસ્મ અંગ ધર, ગૌરીસંગ શીરલસત ગંગ લહરી લોલા.
ભુષન અંગફની ધર ભુજંગ, શીર ચમકેરંગચંદર ધોલા.
ત્રીનેત્ર જવાલ લોચન લાલ, કર બિંદુભાલ ચંદન ગોલા.
ધર રૂંઢમાલ ભુજંગ કાલ, ગળે વિચગરાલ નીલંદોરા;
મગચર્મ છાલ આસનડાલ, ગજકો બિસાલ પહેરો ચોલા.
કરધર કૃપાળ ત્રિશુળધારે, ડમરૂકે તાલ ડિમડિમ ધોરા.

શંકર—અરે ઈંદ્રાદિ દેવ, બ્રહ્મા, વિષ્ણું આજ સર્વ એકત્ર સભા મળી મારે ત્યાં આવ્યા તેનું શું કારણ? એવું શું સંકષ્ટ પ્રાપ્ત થયું છે?

વિષ્ણુ—મહારાજ આ વર્તમાન કાળમાં મહિષાસુર નામનો દૈત્ય આપના વરદાનથી બહુ ઉન્મત બની ઈંદ્રાદિ દેવતાઓનાં અધિસ્થાન ખુંચી લીધાંછે, માટે તેનો નાશ કરશો એવી આશાછે. તો તે પાર પાડશો.

શંકર—હે દેવગણો મેં તેને વરદાન આપેલું છે માટે આપણે સર્વે હિમાલય પર્વતમાં ચાલો અને ત્યાં સર્વે દેવતાઓની તેજ શક્તિ એકઠી કરી તેમાંથી દેવી ઉત્પન કરી તેનો વધ કરાવશું.

પડદો.

(પડદાની બહાર ઉભી તેજ શક્તિ એકઠી કરી માતાની સ્તુતિ કરેછે; )

ઇંદ્રાદિ દેવતા— પદ. ૧

જય જય હે દયાવંત તું દેવી.
વિનતી સુણી મયા આવજે વેલી,. જય
આવી તું દુઃખ સર્વ દેવના હરજે,
કૃપા મહા મૈયા અમપર કરજે. જય
તુજગતિ અતિ મોટી તું બહુ નામી.
બીડ ભંજન શેવકને છો આરામી, જય

( પડદો ઉઘડેછે અને દેવી દર્શન. )

દેવી—અહો હરિ, હર, બ્રહ્મા, ઇંદ્રાદિ દેવ સર્વે મળી મારી સ્તુતિ કરી મને બોલાવી એવું શું કામછે?

શંકર—મૈયા મારા વરદાનથી રંભાશુર નામના દૈત્યને મહિષાસુર નામનો મહા બળવાન યોદ્ધો ઉત્પન્ન થયોછે તેને મૃત્યુ ન થાય તેવું વરદાન મેં આપેલું છે, અને કદિ મૃત્યુ થાય તો આખા જગતની તેજ શક્તિ એકઠી કર્યે અને તેમાંથી એક દેવી ઉત્પન્ન થાય તે તેની સાથે દ્વંદયુદ્ધ કરી નાશ કરે તોજ મૃત્યુ થાય તેના માટે આપની આરાધના કરી બોલાવેલ છે. તો કૃપા કરી તેનો નાશ કરશો.

દેવી—અહો દેવગણો હું એ દુષ્ટને હાલઘડી યુદ્ધ ટંકાર કરી બોલાવી યુદ્ધમાં ઠાર કરૂંછું.

(યુદ્ધ ટંકાર કરી મહિ બોલા.)

મહિષાસુર—એવો કોણ યોદ્ધો બળવાન છે કે મને યુદ્ધટંકાર કરી બોલાવ્યો? આવી જાય સામે.

---

૧ આનંદ કંદનું એ રાગ.

દેવી—અરે દુષ્ટ ક્ષણમાત્ર ગર્જના કરીલે. તું બહુ મદોન્મત બની ગયોછે પણ હું જ્યારે મધુપાન કરીશ ત્યારે તારો નાશ કરીશ. પછી બધા દેવતાઓ ખુશી થશે અને હર્ષના નાદ કરશે. (મધુપાન કરી.)

ઇંદ્રસભાનો રાગ.

અરે દુષ્ટ હું તુજને મારૂં, નહીં લાગે ક્ષણવાર;
મધુપાન કરી હું મારૂંછું, થાશે જેજેકાર.
દેવ બધા રાજી થઇ જાશે, એવોછે આ દાવ;
ખડગ ગૃહી હું તુજને કહુંછું, યુદ્ધ કરવાને આવ.

મહિષાસુર—હું "અજિત" જેણે મને વરદાન આપેલું છે તેનાથી પણ મારો નાશ ન થાય ત્યારે તુંતે શું વિશાદમાં છે?

ઇંદ્રસભાનો રાગ.

અરે બાળકન્યા ચાલીજા, નહીંતો મીરીશ માર;
યુદ્ધ કરવાની તારે મરજી, વો થાજે તૈયાર.
હાથ ગૃહી શિરોઇ હોંસથી, લઇ ઉભો આ ઠામ;
અહોનિશ મનમાં રમતી જે, તે પુરી થઇ હામ.

ભલું ભક્ષ હાથ આવ્યું છે. આવ જુધ કરવા પછી જોઇલે. આ સુરાના ઝપાટા.

દેવી—અરે ચંડાલ, રે નીચ, તું કાંઇ વિચારીને બોલ અને હું તારો તાત્કાળ વધ કરવાનીછું. તારા મનમાં એટલો બધો અંકાર ન રાખ. આ મારી શમશેર જોઇલે તેણેથીજ તારો વધ કરવાની. આવ.

(મહાયુદ્ધ તેમાં મહિષાસુર વધ દેવતાઓ ખુશી થઈ માતાજીને પુષ્પવૃષ્ટી કરેછે.)

**વિદુષક**—મુવા મુવા આતો મને મારી ખાશે શું! જોને ક્યોકા જેવી આંખો કેવી કહાડેછે. ભાઈ ત્રીશ માંખ મારી એકત્રીશ મારખાં થયા— જોને કે વાહાલા થયા— અધધધ આંખુ ન કાઢરે ન કાઢ હું બી મરૂં છું ચીંતા નહીં લે આ હું આંખુ વીચી જાઉ એટલે દેખાશ નહીં અને બીશે નહીં.

**સુત્રધાર**—બાહ વિદુષક ડરમાં હું આજે તારો આભારી થયો છું, કે તેં ઘટતી મદદ આપી સભાના મન રંજન રાખ્યાં. તેથી તને પણ શાબાશી ઘટેછે.

પડદો.

[1]અંક બીજો સમાપ્ત.



---

૧ આ નાટક મારા મિત્ર ગુરૂ ત્રવાડી કલ્યાણજી રતનજીએ પોતાની બંભાળીઆ નવીન સત્ય પ્રકાશ નાટક કંપની માટે વૃજભાષામાં બનાવ્યું તેનું ગુજરાતીમાં ભાષાંતર મેં કર્યુંછે—

(છેલ્લે સર્વેએ મળી કરેલી પ્રાર્થના.)

પદ.

પુર્ણ થયોછે ખેલ—સજ્જનો પુર્ણ થયોછે ખેલ.
દુષ્ટમધુ કૈટભે મળીને;
બ્રહ્માને દુઃખ દીધેલ—સજ્જનો.
દુઃખ દીધાથી તેને વિષ્ણુએ;
ખુશી થઇને હણેલ—સજ્જનો.
મહા બળીઓ મહિષાસુર ભારી,
મારવા ઇંદ્ર આવેલ—સજ્જનો.
માતાજીએ સજી સાજ સર્વથી;
મહિષાસુરને કર્યો ઠેર—સજ્જનો.
અંકારી પુરૂષના આ હાલ બનીઆ;
દેવેંદ્ર ખુશી થએલ—સજ્જનો.
મીત્રો મારાને ભેટ આ મુકું;
કલમ ચલાવી પહેલ—સજ્જનો.
જેશંકર હું દાસ તમારો;
આપ અતિ સુધરેલ—સજ્જનો



## વાંચનારાઓને વીનંતી.

### દોહરા.

પ્રીતે પુસ્તક આ રચ્યું, પહેલું મારા યારે;
સુંદર ગામ ખંભાળીએ, હકવંતે હાલાર. ॥ ૧ ॥
નાટકની રચના રચું, સૂજ્યો એહ વિચાર;
યથા શક્તિથી આ કર્યો, નાટકનો વિસ્તાર ॥ ૨ ॥
લખવા માંડયું લેખણે; મનમાં ધરી ઉમંગ;
સાર ગૃહો સમજુ તમે, તો આનંદ મુજ અંગ. ॥ ૩ ॥
હસ્તદોશ આ પુસ્તકે, દીસે ઠામો ઠામ;
માફ કરો આ મિત્રને, જે તમ તણો ગુલામ. ॥ ૪ ॥

### ગીતી આર્યા.

મહિષાશૂર નાટક આ, સૂજ્ઞજનો વાંચો સુધારીને પ્રીત,
શ્રમ મમસાર્થક કરશો, આશા એવી ધરૂ રશિક રીતે. ૫
કામવિકટ નાટકનું, અલ્પ મતિથી બને નહીં તેહ,
યદ્દા તદ્દા તોપણ, લખ્યું ધરીને પરી પૂરણ નેહ. ૬
વાંચો સર્વ વિચારી, સુબુદ્ધિ ધારી લહો સરસ સાર;
જયશંકર જાનીના છેવટ એકે નકિનમસ્કાર. ૭

—:o:—

જે સદ્ગૃહસ્થોએ મને આગળથી મદદ આપી આભારી કર્યાછે તેઓના મુબારક નામ આ નીચે જાહેર કરૂંછું.

| નામ | હુદ્દો | નકલ. |
|---|---|---|
| મી. દેવકરસન ગોવિંદજી | પોરબંદર | ૧૦ |
| મી. ગોવંદજી વી. નાનજી | જુનાગઢ બુકસેલર. | ૧૦ |
| મી. વસનજી દેવનંદ | સલાયા સ્કુલ. માસ્તર સાહેબ | ૬ |
| મી. મથુરાંદાસ વી. બોઘા | મહાજ. રાવલ પ્રાંત હાલાર. | ૬ |
| મી. ભીખાભાઈ કુંવરજી | સલાયા સબપોષ્ટ માસ્તર સા. | ૬ |
| મે. નરભેરામ ગોપાલજી | ખંભાળીઆ તાલુકા સ્કુલ માસ્તર. | ૪ |
| મે. મોતીચંદ કહાનજી | ખંભાળીઆ સબ પોષ્ટમાસ્તર સા. | ૪ |
| રા. જીવનલાલ મગનલાલ | ખંભાળીઆ શીળી ડાકતર | ૪ |
| રા. પીતાંબર ચાંપસિંહ | ખંભાળીઆથી દ્વારકા લાઇન ઓવ. | ૪ |
| રા. સુંદરજી હીરજી | કાળાવડ કન્યાશાળાના મહેતાજી | ૪ |
| શે. જીવરાજ મોરારજી | ખંભાળીઆ | ૪ |
| મી. લાધા ભાણજી | માંડવી બંદર આસિ. | ૪ |
| આ.પ્રાણજીવન શીવરામ | ખંભાલીઆ | ૪ |
| શે. વીઠલદાસ દેવજી | ખંભાલીઆ | ૪ |
| પુનાતરે કાનજી પ્રાગજી | સલાયા સ્કુ. કમિટિના મેંબર | ૪ |
| ડા. ડોસા પસુ. | ,, મેંબર | ૪ |
| રા. ભાણજી મેઘજી | ,, મેંબર | ૪ |
| ડા. ગોકળ ખટાઉ | ,, મેંબર | ૪ |
| વોરા અલીજી ઉકાભાઇ | ,, મેંબર | ૪ |
| રા. કેશવલાલ મુગટરામ. | સલાયા બંદર કારકુન. | ૨ |
| મી. જમજીવન દયારામ. | ખંભાળીઆ તાલુકા સ્કુ.આ. | ૨ |
| મી. કાળીદાસ રાજાભાઇ | બેડ બંદર સ્કુલ માસ્તર. | ૨ |
| મી. લાધા નથુભાઇ | સળાયા આકટીંગ પોષ્ટમાસ્તર. | ૨ |

મી. લાલજી હીરજી સલાયા વહી વટી ઉમેદવાર. ૨
રા. આણંદજી વહાલજી કુંતીઆણા તાલુકાસ્કુલ માસ્તર. ૨
રા. નૃસીંહપ્રસાદ તુલસિહરામ દેવડા સ્કુલ માસ્તર. ૨
રા. ગોકળદાસ દેવજી. સલાયા બંદર અવલ કારકુન. ૨
રા. શામળજી શીવશંકર. સલાયા માંડવી કારકુન. ૨
રા. કરસનજી જીવરામ. ખંભાળીઆ દરબારી લાઇન. ઓવ૦ ૨
રા. શીવકરામ વિશ્વનાથ ધોરાજી તાલુકાસ્કુલ. પે. આ. ૨
રા. સામજી વીડલજી સલાયા ફોજદાર. ૨
રા. મોતી ચંદ નારણજી વવાણીઆ કચ્છ દરબારી કાર. ૨
રા. અમૃતલાલ જેશંકર વવાણીઆ વડા કારકુન. ૨
રા. હરીશંકર કરશનજી સલાયા બંદર. ૨
ઠા. જુડા ખટાઉ. સલાયા. ૨
ઠા. હરીદાસ વાલજી. સલાયા. ૨
ઠા. ગોપાલજી દયાળજી સલાયા. ૨
રા. આણંદજી હરજીવન. સલાયા વહાણ માપણી કારકુન. ૨
રા. તુલજારામ રણછોડજી શીહોરકર. કચ્છ માતાના મઢનામે. ૨
રા. મોરારજી અજરામર કચ્છ દેસલપુર દરબારી સ્કુ. મ. ૨
રા. જેઠાલાલ અનુપરામ. કાળાવડ સ્કુલ માસ્તર. ૧
મી. પ્રેમજી ખેતસિંહ કવિ મુંબઇ. ૧
રા. મકનજી રામજી લાઠી સ્કુલ આસિ૦ માસ્તર ૧
રા. ડાહ્યા મકનજી ખંભાળીઆ સ્કુલ આસિ. ૧
રા. ભુલાભાઇ જેરામ. ,, ૧
રા. માનશંકર જયશંકર ,, ૧

રા. ગૌરીશંકર પુરૂષોતમ ,, ૧
મી. જેશંકર વિઠલજી સંસક્રત પાઠશાળાના વિદ્યાર્થિ.
માંડવી બંદર ૧
રા. લક્ષ્મીશંકર ભગવાનજી સલાયા કારકુન. ૧
રા. દયાશંકર ભગવાનજી સલાયા ફોજદારી કારકુન. ૧
રા. મોરારજી સામજી સલાયા સ્કુલ બીજા આસિસ્ટંટ.૧
રા. દેવીદાસ બનાભાઈ કાળાવડ સ્કુલના પે. આ. ૧
રા. વશનજી વી. શવજી ,, બી. આ. ૧
રા. નથુરામ વી. ધનજી ,, વિદ્યાર્થિ. ૧
મી. જગજીવન પીતાબર ખંભાળીરયા. ૧
મા. ડોસાલાલ કાળીદાસ ખંભાલીઆ ૧
મી. રતનસિંહ ગોકળજી ખંભાળીઆ ગામડી સ્કુ. મહેતાજી ૧
ઠા. રતનસિંહ લાલજી સલાયાબંદર ૧
ઠા. લધા ડોસા સલાયા બંદર . ૧
ઠા. વલભદાસ હરીદાસ સલાયા સ્કુલ ત્રીજા આસિ૦ ૧
ઠા. દેવરામ કાળીદાસ કસ્ટમ કપાણી સલાયા બંદર ૧
ઠા. રતનસિંહ ડુંગરસિંહ મુંબઈ વિદ્યાર્થિ. ૧
મી. રાજારામ ગોપાલજી ખંભાળીઆ સ્કુલ વિદ્યાર્થિ ૧
મી. ખીમજી મથુરાદાસ મુંબઈ ૧
શા. લલુભાઈ બાલમુંકુંદરાય મુંબઈ સ્ટોરકીપર ૧
શા. પુરૂષોતમ જમનાદાસ મુંબઈ. આસિ૦ સ્ટોરકીપર. ૧
રા. નગીનદાસ લાલદાસ મે.મુંબઈ વિદ્યાર્થિ ૧
રા. જાદવજી માધવજી કુતિયાણા સ્કુલ પે. આસિ. ૧

| | | |
|---|---|---|
| રા. ઘેલા કાળા | ,, બી.આ. | ૧ |
| રા. નથુ વશ્રામ | સલાયા ઉમેદવાર | ૧ |
| રા. અંબાશંકર વાલજી | કચ્છ એ રાજા સ્કુલ માસ્તર | ૧ |
| રા. મુળજી હંસરાજ | વવાણીઆ | ૧ |
| રા. ઘેલા પાશ્વીર | સ્કુલ માસ્તર વવાણીયા | ૧ |
| રા. સુંદરજી ભાણજી | વવાણીઆ | ૧ |
| રા. નાનચંદ ગોપાળજી | ,, | ૧ |
| રા. ગોવંદજી અમીચંદ | ,, | ૧ |
| રા. મનસુખ નેમચંદ | ,, | ૧ |
| રા. બેચરજી જીવણજી | ,, | ૧ |
| રા. પોપટ મનજી શેઠ | ,, | ૧ |
| રા. રૂપચંદ વીરજી | ,, | ૧ |
| રા. પ્રાણજીવન જેચંદ | ,, | ૧ |
| ડા. પુરૂષોતમ ખટાઉ | સલાયા બંદર | ૧ |
| વકીલ વીઠલજી શીરાજ | સલાયા | ૧ |
| ડા. મનજી માવજી | ,, | ૧ |
| ડા. ખીમજી હીરજી | ,, | ૧ |
| ડા. માધવજી વાલજી | ,, | ૧ |
| ડા. વશ્રામ ખીમજી | ,, | ૧ |
| ડા. ભાણજી રામજી | ,, | ૧ |
| ડા. રાઘવજી દયાળજી | ,, | ૧ |
| ડા. દેવજી ભીમજી | ,, | ૧ |
| ડા. નારણદાસ મેઘજી | ,, | ૧ |

કુલ ૧૬૭ નકલ.



# સૂચના.

**કવિતારૂપ કાઠિઆવાડ ઇલાકાની ભૂગોળ**—(બાકી થોડી રહી છે.) કિંમત ૦-૧-૬

**રાવણ સાથે રામની વિષ્ટિ**—વિરરસથી ભરપુર એક ગાયનરૂપી નાટક. કિંમત ૦-૧-૦

**મધુ કૈટભ અને મહિષાસુર વધ નાટક**—ઉપરની ચોપડીઓ જેને જોઇએ તેણે નીચે લખેલ ઠેકાણેથી રોકડી કિંમતે ટપાલનો અર્ધો આનો વધારે મોકલી મંગાવી લેવી.

ઠેકાણાં.

સલાયાબંદર—મારી પાસેથી.

ખંભાળિયા—સરકારી ગુજરાતી સ્કૂલના આસીસ્ટંટ જગજીવન દયારામ પંડ્યા પાસેથી.

જુનાગઢ—બુકસેલર ગોવિંદજી વિ. નાનજી ઠેકાણું છાયાં બજાર.

**પ્રસ્તાવિક પદ્ય**—તૈયાર છે. ઘરાકો થએ છપાવવા વિચાર છે.


**જયશંકર આણંદજી જાની.**

બંદર સલાયા સ્કૂલનો મુખ્ય શિક્ષક.


